દાસના પિતાએ ઘણા પ્રસન્ન થઇ કહ્યું: 'આજે તમો લોકોએ મને અનહદ આનંદ ઉપજાવ્યો છે. આજ મારી ખાત્રી થઇ છે કે મારા પુત્રે ખરેખરી કેળવણી મેળવી છે, એક પગ સ્વર્ગમાં અને બીજો મૃત્યુલોકમાં હતો: એવી તેની સ્ત્રી. પૂજનીય અને માનનીય દેવી-સમાન શ્યામકોર આગળ મારા પુત્રે જે પ્રતિજ્ઞા લીધી હતી તેનું જીવતાં સુધી પાલન કરવાનો તેણે જે પ્રયત્ન કર્યો છે, તેથી આજે હું ઘણોજ ખુશી થયો છું. તેની આ પ્રતિજ્ઞા નભશે કે નહિ, તે હું કહી શકતો નથી; પણ તેને પાળવાના ગોપાળના યત્નેજ મને યથેષ્ટ આનંદિત કરી દીધો છે. તમે બધા જરા વાર બેસો. આવા શુભ સમાચાર આપ્યા પછી ગળ્યું મોં કરાવ્યા વગર હું તમને જવા નહિ દઉં.' ગામના વૃદ્ધ પુરુષો આશ્ચર્ય યુક્ત નેત્રે આ બીજનના સામુ જોવા લાગ્યા. ગોપાળદાસનો એક ટીખળી મિત્ર કંદોઈની દુકાન તરફ દોડ્યો.

× × × ×

બે વર્ષ વહી ગયાં છે. મરણશય્યા ઉપર પડેલા પિતાજીના પાસે ગોપાળદાસ બેઠા છે. ડોસાએ ગોપાળદાસના માથે હાથ મુકી કહ્યું: 'મારી છેલ્લી આશીષ અને મંગળ વાસના તારૂં રક્ષણ કરજો. મરતી વખતે મારે તને બે બોલ કહેવા છે. ધર્મશીલ અને ઇશ્વર-પરાયણ બનજે. આપણા દેશમાં પિતૃભક્તિનાં ઘણાં દૃષ્ટાંત છે. તું પણ સુશીલ અને પિતૃભક્ત થજે. મારી કોઇ અધૂરી વાસના પૂરી કરવાની નથી. તું બધું જાણે છે. તારાથી ત્યાંસુધી બનશે ત્યાંસુધી વગર કહેજ તું એ બધું તો કરીશ. મારે ફક્ત એક વાત તને કહેવી છે. તેં સ્વર્ગગામી શ્યામકોરની આગળ દૃઢ પ્રતિજ્ઞા કરી છે તેને દેહ સુધી પાળજે. આપણા દેશમાં 'પતિવ્રતા' નામનો શબ્દ છે; પરંતુ

'પત્નીવ્રત' નામનો શબ્દ નથી. તું પોતાના ઉજ્જ્વલ દૃષ્ટાન્તથી 'પત્નીવ્રત' ધર્મ સાર્થક કરીને એ શબ્દની સૃષ્ટિ રચજે. વધારે શું કહું ? તારૂં કલ્યાણ થાઓ બેટા !"

× × × ×

ગોપાળદાસ પણ હવે વૃદ્ધ થયા છે, પણ પિતાની આજ્ઞાને અનુસરી આજદિનપર્યંત કઠોર બ્રહ્મચર્યવ્રત પાલન કરી, જગતને પત્નીવ્રતનો મહિમા દર્શાવી શાન્તપણે પરમેશ્વરના દિવ્ય ધામમાં જવાની રાહ જોઈ રહ્યા છે.

•



# મોટી વહુની મોટાઇ.

## ( ૧ )

કૃષ્ણદાસ એક પ્રસિદ્ધ ઝવેરહાર હતા. તેમણે હજારો રૂપિયા પેદા કર્યા હતા; પરંતુ એક મોટા ઝવેરામાં તેમને ત્રણ લાખ રૂપિયાની ખોટ જવાથી તેમની આખી જીંદગીની કમાણી એ ખોટમાં ચાલી ગઇ. પોતાની વૃદ્ધાવસ્થામાં આ નુકશાન તેમને અસહ્ય થઇ પડ્યું અને તેઓ શોકની અતિશય વ્યથાથી અલ્પ કાળમાંજ મરણને શરણ થયા.

કૃષ્ણદાસ શેઠની પત્ની સુખદેવી ઘણીજ બુદ્ધિમતી હતી. જ્યારે તેના પતિનો પરલોકવાસ થયો ત્યારે તેના બંને પુત્ર શાળામાં અભ્યાસ કરતા હતા. સુખદેવીને પતિવિયોગ અને નિર્ધનતા આ બે પ્રકારનું મોટું દુઃખ હતું. તેણે પોતાનાં આભૂષણો વેચીને પણ મોટા પુત્ર દામોદરને બી. એ. માં પાસ કરાવ્યો; પરંતુ દામોદર સરળ પ્રકૃતિનો યુવક હતો. વળી તે થોડાબોલો પણ હતો. આથી કરીને તેણે ન્યાયખાતામાં માસિક પચાસ રૂપિયાની નોકરીનો સ્વીકાર કર્યો. આ જગ્યા આપતાં પહેલાં ન્યાયાધીશ સાહેબે તેને થોડાજ સમયમાં સો રૂપિયાનો પગાર કરી આપવાનું જણાવ્યું હતું. દામોદરે ઘરની આર્થિક સ્થિતિ છેકજ કનિષ્ટ જોઇને આ જગ્યાનો સ્વિકાર કર્યો હતો.

દામોદરે પોતાના કનિષ્ટ બંધુ મનોહરદાસને પણ પોતાના જેટલું ભણાવવાની ઇચ્છા રાખી હતી; પરંતુ તેણે વચમાંથીજ

પોતાનો અભ્યાસ છોડી દીધો. તેની વ્યાપાર કરવાની અભિલાષા વધારે હતી. તેમાં તેને મુખ્ય લાભ એ જણાતો હતો કે, સ્વતંત્રતાથી આજીવિકા મેળવી શકાય અને કોઇની તાબેદારી ઉઠાવવી પડે નહિ. વળી એન્ટ્રન્સ પાસ કરનારને પણ માસિક પંદર વીસથી વિશેષ પગારની નોકરી મળી શકતી નથી તો પછી '**व्यापारे वसति लक्ष्मी**' એ વાકયનો અનુભવ શા માટે ન કરવો ? મનોહરદાસના વિચારો આવા હતા અને આજકાલ અનેક યુવકોના વિચારો આવાજ હોય છે. કિન્તુ તેમને મોટી અડચણ પૈસા સંબંધી આવી પડે છે. આ અડચણ મનોહરદાસના વિચારોની આડે પણ આવતી હતી. જેણે પોતાના છેલ્લા ઇજનેરામાં ત્રણ લાખ રૂપિયા નુકશાન વેઠયું, તેના પુત્રને વ્યાપાર માટે ફક્ત ત્રણ હજાર રૂપિયા મળવા કઠિન થઇ પડયા. છેવટે નિરૂપાયે તેણે પોતાના એક સગાની ભલામણથી એક મોટા સ્વદેશી કારખાનાની કમિશન એજન્સી લીધી. આથી કરીને મનોહરદાસને માસિક સો રૂપિયા સુધીની આવક થવા લાગી. મોટા ભાઇને એક વર્ષની આખરે રૂપિયા દશ પ્રમોશન મળવાથી સાઠ રૂપિયા પગાર મળતો હતો. આથી કરીને અનેક લોકો કહ્યા કરતા હતા કે: " મોટોભાઇ બી. એ. પાસ કરીને પણ મહિને ફકત સાઠ કમાય છે. ત્યારે નાનોભાઇ એન્ટ્રન્સ પાસ થઇને માસિક સો દોઢસો રૂપિયા કમાય છે. ભણવા લખવાથી કાંઇ થતું નથી. જે કાંઇ થાય છે તે બધું ભાગ્યને લીધેજ થાય છે." આવી આવી વાતો શ્રવણ કરવાથી મનોહરદાસનો વ્યાપારિક ઉત્સાહ ઘણો વધો જતો હતો; તથા દામોદરદાસ લોકોની આવી આવી વાતો શ્રવણ કરી હસ્યા કરતો હતો તેમજ કનિષ્ટ ભ્રાતાની પ્રશંસા સાંભળીને તેને આનંદ પણ થતો હતો.

દામોદરદાસનો વિવાહ તેના પિતાના જીવતાં થયો હતો. તેની પત્ની ઘણીજ સુશીલ હતી. આમ છતાં જ્યારે દેરાણીના મુખે તે એમ વારંવાર સાંભળતી કેઃ—" મારા પતિ તેમના વડિલ બંધુ કરતાં બમણા ત્રમણા પૈસા પેદા કરે છે તથા ગૃહખર્ચ તેમની પેદાશથીજ ચાલે છેઃ બાકી મોટાભાઇની પેદાશમાંથી તો ભાખરીનું પણ ઠેકાણું પડે તેમ નથી " ત્યારે તેની દશા ઘણીજ અસહ્ય થઇ પડતી હતી. દામોદરદાસની ધર્મપત્ની કોઇ સમયે એકાંતમાં આ હકીકત અતિશય દુઃખને લીધે પોતાના પતિને કહી સંભળાવતી તો પતિ તરફથી બહુધા એજ ઉત્તર મળતો કેઃ " આજ કાલની સ્ત્રીઓ મૂર્ખ તેમજ અવિચારશીલ હોય છે. તેમની વાતો ઉપર લક્ષ્ય આપવું જોઇએ નહિ. "

એક વર્ષ પશ્ચાથી મનોહરદાસની પેદાશ લગભગ માસિક બસેં રૂપિયા સુધીની થઇ ગઇ. આ સમયે તેની સ્ત્રી કે જે સંકુચિત સ્વભાવની હતી, તેણે વિચાર્યું કેઃ " જો હું કોઇ પણ રીતે પતિને સાથે લઇને જૂદી થઇ જાઉં તો મારા પતિની સઘળી પેદાશ મારા હાથમાં આવે. એકઠાં રહેવામાં તો મોટાભાઇના ભાગમાં મફતના રૂપિયા જાય છે. આવા વિચારથી તેણે નવી નવી વાતો કહાડીને જેઠાણીથી કલહકંકાસ કરવાનું તેમજ લડવાનું શરૂ કર્યું. જેઠાણીનો પુત્ર મદન કે જે તેના ઉપર ઘણો પ્રેમ રાખતો હતો, તેને પણ તેણે પોતાની પાસે આવવાની મના કરી. તે બિચારો કાકીના હૃદયના ભેદોને જાણી શકતો નહોતો અને તેથી કરીને પોતાની માએ પણ કાકી પાસે જવાની ના પાડયા છતાં તે કાકી પાસે ગયા સિવાય રહેતો નહિ. પૂર્વે તો તે વારંવાર પૈસો બે પૈસા પોતાની કાકી પાસેથી લેતો હતો, પરંતુ હવે જ્યારે તે તેની પાસે પૈસા બે પૈસા

લેવા જતો તો બદલામાં થપ્પડ પડતી હતી. આથી હવે તેણે કાકી પાસે માગવાનું છોડી દીધું. છેલ્લી વખત જ્યારે મદને તેની પાસે પૈસો માગ્યો ત્યારે તે પોતાની જેઠાણી સાંભળી શકે એવા મોટા સ્વરથી બોલી ઉઠી: "તારા કાકાની બધી પેદાશ તો તમારા ઘરમાં આવે છે તો પણ તમારૂં પૂરૂં થતું નથી! તેમની કમાઇ જો તમારા ઘરમાં ના આવતી હોત તો કોણ જાણે તમારી કેવીએ દશા થઇહોત!"

બિચારો મદન તો કાકીનાં આ હૃદયભેદક વાક્યોને સમજી શક્યો નહિ, પરંતુ જેઠાણીએ આવાં વચનોથી દૃઢ પ્રતિજ્ઞા કરી કે: "હવે તો અમારે જૂદાં થઇ ગયા સિવાય ઉપાયજ નથી."

દામોદરદાસની માતા તો મોટે ભાગે માળા લઇને નારાયણના નામનું રટણ કર્યા કરતી હતી. તે સંસારના કોઇ પણ કાર્ય તરફ હવે લેશ પણ લક્ષ્ય રાખતી નહિ. આથી કરીને તેમના ઘરમા કર્તાહર્તા તરિકે દામોદરદાસની પત્ની હતી. આ પ્રકાર પણ મનોહરદાસની દ્વેષી સ્ત્રીથી જોઇ શકાયો નહિ. તે અનેક પ્રકારના દોષારોપ પોતાની જેઠાણી ઉપર મૂકયા કરતી. દામોદરદાસની પત્ની આજસુધી દેરાણીનાં વચનબાણો ધીરજપૂર્વક સહન કરી રહી હતી; પરંતુ સહન કરવાની પણ સીમા હોય છે. છેવટે વિશેષ સહન નહિ કરી શકાયાથી તેણે એક દિવસ સકળકથા વિસ્તારપૂર્વક પોતાના પતિદેવને નિવેદન કરી તથા અંતમાં કહી દીધું કે: "મેં અદ્યાપિપર્યંત એ સર્વ સહન કર્યા કર્યું, પરંતુ હવે હું સહન કરી શકું તેમ નથી. હું ખાત્રીપૂર્વક જાણું છું કે તેઓ હવે જૂદાં થવાનું ચહાય છે. આજે જે વાક્યો એ મને સંભળાવે છે તે કદાચિત કાલે તમને સંભળાવશે તો! શું તમારા પગારમાંથી આપણો નિર્વાહ ચાલી

શકશે નહિ ! જેને તેવું હશે તો હું મારે પિયેર ચાલી જઇશ; પરંતુ હવેથી તમારા ભાઇનો ટુકડો હું ખાનાર નથી તેમજ તેમની પત્નીનો પણ એક અક્ષર સાંભળનાર નથી."

( ૨ )

દામોદરદાસે ઘણા દિવસ સુધી પત્નીનું સમાધાન કર્યું હતું. પરંતુ આજે તેનું સમાધાન કરવાનું મુશ્કેલ જણાયું. છેવટે તેણે કહ્યું: "પ્રિયે ! આમ શોકાકુળ થઇશ નહિ. આવતી કાલે આપણે અવશ્ય જૂદાં થઇ જઇશું. અદ્યાપિપર્યંત મેં અને તારા પિતાએ એક વાત તારાથી ગુપ્ત રાખી હતી. આજે મનોહર જે કમાય છે તે તારા પિતાના લીધેજ કમાય છે. તેમની ખાસ ભલામણથીજ મનોહરને કમિશન એજન્સી મળી છે. પચીસ હજાર સુધીનો માલ ધીરવાની જ્યારે તારા પિતાએ ભલામણ કરી છે ત્યારેજ અત્યારે મનોહર વ્યાપારી બન્યો છે. કાલે ઉઠીને જો તારા પિતાએ સ્વદેશી કારખાનાના માલિકને એમ લખે કે હું હવે મારી ભલામણ પાછી ખેંચી લઉં છું તો મનોહર અને તેની પત્નીને બરોબર ખબર પડે."

દામોદરદાસની પત્નીએ કહ્યું કે: "આપે આ વાત મારાથી ગુપ્ત શા માટે રાખી ?"

દામોદરદાસે ઉત્તર આપ્યો: "સ્ત્રીઓને આવી વાતો કહેવામાં સાર નથી. સંભવ હતો કે જેવી રીતે મનોહરની પત્ની અજ્ઞાનતાથી પોતાના પતિની પેદાશપર અભિમાન ધરાવે છે તેમ તું પણ તારા પિતાના કરેલા ઉપકાર ઉપર તેમનો તિરસ્કાર કરે !"

દામોદરદાસની પત્ની સમજુ હોવાથી આ ઉત્તર સાંભળીને શાંત થઇ ગઇ. બીજે દીવસે જૂદાં થવાનો બન્નેએ નિશ્ચય કર્યો. પ્રાતઃકાળે

દામોદરદાસ એવી ચિંતામાં પડી ગયો કે: "કેવી રીતે ભાઇને જૂદા થવાની વાત કરવી ? અદ્યાપિપર્યંત મેં તેને એક પણ શબ્દ ક્રોધથી કહ્યો નથી. વળી આમાં જે કંઇ દોષ છે તે પણ એની પત્નીનોજ છે. કદાચિત્ એને પોતાની પત્નીની ધૃષ્ટતાની ખબર ન પણ હોય. જે હોય તે ખરૂં, પરંતુ હવે જૂદાજ થવું છે તો પછી સ્પષ્ટરીતે શા માટે ન કહેવું ?"

આ પ્રમાણે વિચાર કરી દામોદરદાસે અતિશય હિંમત ધારણ કરીને પોતાના કનિષ્ટ બંધુને પોતાની પાસે બોલાવીને કહ્યું: "ભાઇ! હવે અમારો અને તમારો એકત્ર નિર્વાહ થઇ શકે તેમ નથી, માટે તમે ખુશીથી જુદા રહી તમારી પેદાશ આવે તે તમારી પાસેજ રાખો."

મનોહરદાસે ચિંતાતુર થઇને આશ્ચર્યદર્શક સ્વરે કહ્યું: "હેં ! હેં ! ભાઈ તમે આ શું કહો છો ! મારો કાંઇ ગુન્હો હોય તો બતાવો. હું જે થોડું ઘણું પેદા કરૂં છું તે તમારી તથા મારાં ભાભીની કૃપાને લીધેજ કરૂં છું."

દામોદરદાસે કહ્યું: "તમારી સ્ત્રીનું એમ કહેવું છે કે અમારા ગૃહનો નિર્વાહ તમારી કમાઇથી થાય છે. રોજ ઉઠીને અમે આવું અપમાન કેટલુંક સહન કરીએ ?"

મનોહરદાસે મોટાભાઇને શાંત કરવા માટે કહ્યું: "આપ વિદ્વાન અને વિચારવાન છો. આપે મારી મૂર્ખ પત્નીનાં વચનો ઉપર લક્ષ્ય આપવું જોઇએ નહિ."

"ત્યારે પછી એને આટલી બધી મોં ઉપર ચડાવવી એ બ્યાજબી નહોતું, જ્યારે ત્યારે મનમાં આવે તેવાં વચનો ઉચ્ચારવાં એ તે શું યોગ્ય કહેવાય ?!"

"હું સદૈવ તેની અયોગ્યતાની વાતોથી અપ્રસન્ન રહું છું તથા તેણે મારાં ભાભીને તથા આપને શું કહ્યું છે તે પણ જાણતો નથી."

"હા, હા, ભાઈ તમને ક્યાંથી માલૂમ હોય ! થયું, હવે વિશેષ કહેવા સાંભળવાની આવશ્યકતા નથી. આપણા ગૃહમાં બે સ્ત્રીઓનો નિર્વાહ થઇ શકે તેમ નથી. મને હંમેશાં તેમના કલહકંકાસો જોવા સાંભળવાની ઇચ્છા નથી. તમે બન્ને પતિ–પત્નિ રાજીખુશીથી આ ઘરમાં રહો અમે આજથીજ એક જૂદું મકાન ભાડે રાખી તેમાં રહેવા જઇશું. અત્યારસુધીમાં તમારી દુકાનેથી જેટલા રૂપિયા આવ્યા છે તે સઘળાનો મેં જૂદો હીસાબ રાખેલો છે. એ પૈસામાંથી અમારે માટે એક પાઈ પણ ખર્ચાઇ નથી. તમારી સ્ત્રીના હાથખર્ચને માટે જે રૂપિયા આપવામાં આવ્યા છે તેજ એમાંથી આપ્યા છે. બાકી રહેલા બચતના ત્રણ હજાર રૂપિયા બેંકમાં તમારા નામ ઉપર જમા છે. આ લ્યો એ રૂપિયાની 'પાસ બૂક'.

આમ કહી દામોદરદાસ ત્વરાથી બહાર ચાલ્યો ગયો. મનોહરદાસ મોટાભાઇનાં વચનોથી ઘણો શોકાતુર થઇ ગયો અને તેથી કાંઇ પણ બોલી શક્યો નહિ. તેની દૂષી પત્નીએ પણ ગુપ્ત રીતે સર્વ વાતચીત સાંભળી હતી અને તેથી તે બહુ રાજી થઇ હતી તેને એમ લાગ્યું હતું કે, પોતે હવે સ્વતંત્ર ઘરની ધણિયાણી બનશે.

દામોદરદાસના ચાલ્યા ગયા પછી મનોહરદાસ અનેક પ્રકારના વિચારોમાં પડી ગયો. આ સમયે એના શોક તથા ચિંતાની સીમા ન્હોતી.

પતિને વિચારમાં પડેલા જોઇ પત્ની તેની પાસે આવીને બોલી ઉઠી: "આમ ગભરાઓ છો શા માટે ? શું તમે પણ ચાર પૈસા

પેદા નથી કરી શકતા ? શું તમે ભાઇ તથા ભાભીના પગ નીચેજ હમેશાં પડી રહેવા ઇચ્છો છો ?"

મનોહરે ક્રોધપૂર્ણ સ્વરે કહ્યું: "તેંજ ચાંડાલિનીએ આજે મારા સર્વસ્વનો નાશ કરી દીધો છે. હું જે કાંઇ કમાઉં છું તે ભાઇ તથા ભાભીની કૃપાને લીધેજ કમાઉં છું. બાકી મારા જેટલું ભણેલાના નસીબમાં માસીક દશ પંદરથી વધારે રૂપિયા લખ્યા હોતા નથી. આ શહેરમાં હું આટલી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી મહીને બસેં રૂપિયા પેદા કરૂં છું તે ભાઇનોજ પ્રતાપ છે."

મનોહરની સ્ત્રીએ આશ્ચર્યથી પ્રશ્ન કર્યો: "તેમની નોકરીમાં તેમનુંજ પૂરૂં નથી થતું તો પછી તમને એ શું મદદ કરે છે!"

મનોહરે ઉત્તર આપ્યો: "એ મદદ નથી કરી શકતા તો એમના સસરા તો કરે છે ને! ભાઇના કહેવાથીજ તેમણે પોતાના મુંબઇના મુનીમને લખી દીધું હતું કે, મુંબઇની અમુક સ્વદેશી મીલમાંથી પચાસ હજાર રૂપીયાનો માલ તે પોતાની જોખમદારી ઉપર આપણને મોકલી આપવાની વ્યવસ્થા કરે. આ વ્યવસ્થા થવાથીજ આપણો વ્યાપાર ધમધોકાર ચાલતો હતો અને આપણને સારો નફો પ્રાપ્ત થતો હતો. જો હવે તેઓ પોતાની જોખમદારી પાછી ખેંચી લે તો આપણો વ્યાપાર ભાગી પડે. તેં આગળ પાછળનો વિચાર કર્યા વિના જે વર્તણુંક ચલાવી છે તેથી મારી સાથે તારૂં ભાગ્ય પણ ધૂળમાં મળી જશે"

હવે મનોહરની પત્નીના પશ્ચાતાપની સીમા રહી નહિ. તે પોતાની જેઠાણીનું હવે કેવા પ્રકારે સમાધાન કરવું તેનોજ વિચાર કરવા લાગી. આ સમયે દામોદરદાસની પત્ની પોતાના પુત્રને પોતાના

ઓરડામાં કાંઈ ખાવાનું આપતી હતી અને તેની પાસે એ વખતે બીજું કોઇ નહોતું. આ સમયનો લાભ લઈ મનોહરની પત્ની તેની પાસે ગઈ તથા તેના ચરણોમાં પોતાનું શીર નમાવ્યું. તેની જેઠાણીને આવો વિલક્ષણ પ્રકાર જોઇ ઘણું આશ્ચર્ય લાગ્યું. તેણે તરતજ દેરાણીને તેનો હાથ પકડી ઉભી કરી. મનોહરની પત્નીએ મનોબળને એકત્ર કરી ગદ્દગદ્દ કંઠે કહ્યું: " બ્હેન ! તમે દરેક રીતે મારાથી મોટાં છો, તો મારા અપરાધની મને ક્ષમા નહી કરો ? તમે હવે મારા માથામાં ખાસડું મારશો તો પણ હું કાંઈ બોલીશ નહિ. "

દામોદરદાસની પત્ની ઉચ્ચ કુળની દીકરી હતી. તેણે મનોહરની પત્નીને છાતી સરસી ચાંપી કહ્યું: " બ્હેન ! જે થવાનું હતું તે થયું હવે મને તારા ઉપર કોઈ પણ પ્રકારનો રોષ નથી. "

દામોદરદાસ પોતાને રહેવાને માટે પોતાના એક સ્નેહીનું ખાલી પડેલું મકાન એક માસ માટે ભાડે રાખી પોતાને ઘેર આવ્યો ત્યારે તેણે પોતાની પત્નીને કહ્યું: " હમણાં તો મારે કચે-રીમાં જવાનો સમય થઈ ગયો છે. તું બધો સરસામાન વ્યવસ્થિત કરી રાખજે. સંધ્યા સમયે આપણે સરસામાન લઇને એ મકાનમાં ચાલ્યાં જઇશું."

દામોદરદાસની પત્નીએ સ્મિત કરી કહ્યું: " કદાચ નહિ પણ જવું પડે. "

" કેમ ? "

" સાંજે સર્વ વાતો વિસ્તારથી કહી સંભળાવીશ. "

" સારૂ. " આમ કહી તે કચેરીમાં ચાલ્યો ગયો.

## ( ૩ )

દામોદરદાસ કચેરીમાં તો ગયો, પરંતુ એ દિવસે તેનું ચિત્ત કામમાં લાગ્યું નહિ. તેને કામ કરતાં કરતાં ગૃહની સકળ ઘટના યાદ આવ્યા કરતી હતી. તે વિચાર કર્યા કરતો હતો કે: "ભાઈ-નાથી હવે જૂદું થવું પડશે. તે બિચારાનો તો કાંઇ દોષ નથી. તેની સ્ત્રીનોજ સઘળો અપરાધ છે. મનોહર તો બિચારો મારી આગળ એક શબ્દ શુદ્ધાં બોલી શકયો નથી. શ્રી રામચંદ્રજીએ લક્ષ્મણજી મૂર્છિત થયા તે સમયે કહ્યું હતું કે "દુનિયામાં સર્વ વસ્તુઓ યા તો સ્વજન પરિજનો મળી આવે છે, પરંતુ સહોદરભાઇ મળી આવતો નથી." અરેરે! શું એવા સહોદરભાઇનાથી આજે મારે જૂદું થવું પડશે."

આવા આવા અનેક ચિંતાપૂર્ણ વિચારોમાં દામોદરદાસનો આખો દિવસ વીતી ગયો.

આ તરફ સ્વગૃહે એક ઘણી સારી વાત બની. જ્યારે મનોહર-દાસે જાણ્યું કે પોતાની પત્ની ભાભી પાસે માફી માગી આવી છે તથા ભાભીએ તેના અપરાધોની ક્ષમા કરી છે ત્યારે તે અત્યંત પ્રસન્ન થયો ને પોતાની સ્ત્રીની ચતુરાઈ સબંધી મનમાં વિચાર કરવા લાગ્યો. તથા છેવટે પત્ની ઉપર જે કાંઈ રોષ થઇ આવ્યો હતો તે ઉતરી ગયો. છેવટે તે પોતે પણ પોતાની ભાભી પાસે ગયો તથા અંતઃકરણપૂર્વક તેની ક્ષમા માગી. તેની ભાભીને આ ઉપરથી એટલો બધો આનંદ થયો કે તેનાં નેત્રોમાંથી હર્ષાશ્રુનો પ્રવાહ વહન થવા લાગ્યો. સ્ત્રીઓનું હૃદય સ્વાભાવિક રીતેજ ઘણુંજ કોમળ અને દયાળુ હોય છે.

આજે મનોહરદાસ દુકાન ઉપર ગયો નહિં, કારણ તેને એવો ડર હતો કેઃ ' વખત છે ને ભાઈ ગૃહે આવી જુદા રહેવાને ચાલ્યા જાય. ' તે આખો દિવસ ઘણોજ ચિંતાતુર રહ્યો. તેણે વિચાર્યું કેઃ “ ભાભીને તો મનાવ્યાં, પણ ભાઇ એટલા બધા નારાજ થયા છે કે કદાચ તેઓ મારી પ્રાર્થના ઉપર લક્ષ આપશે નહિ.” આમ વિચારી તે પોતાની પાડોશમાં રહેતા લાલા સોભાગમલ કે જેઓ એક વયોવૃદ્ધ અને પ્રભાવશાળી પુરૂષ હતા, તેમની પાસે ગયો. સોભાગમલ જૂના જમાનાના પુરૂષ છતાં આજકાલની સર્વ વાતો સારી રીતે સમજતા હતા. તેમનામાં એક મોટો ગુણ એ હતો કે તેઓ પોતાના મોંમાંથી જે વચન બહાર કાઢતા, તે વચન પ્રાણાંતે પણ મિથ્યા કરતા નહોતા. એક વખતે તેમણે પોતાના એક વચનને ખાતર રૂા. પાંચ હજારનું નુકશાન વેઠયું હતું; પરંતુ આ નુકશાન વેઠવાથી બજારમાં તેમની પ્રતિષ્ટા અતિશય વધી ગઇ હતી. લાલા સોભાગમલે મનોહરની સર્વ વાત સાંભળી કહ્યું: “ બન્ને વધૂઓ ઘણી સમજુ અને શાણી હોવાથી તેમણે અરસપરસ જે સમાધાન કરી દીધું છે તે પ્રશંસાયોગ્ય છે. ”

આજે દામોદરદાસ પોતાના મુખ્ય અધિકારી પાસેથી બે કલાકની રજા મેળવી વહેલો ઘેર આવ્યો. તેણે આવતાંની સાથેજ પોતાના દિવાનખાનામાં મનોહર તથા સોભાગમલને બેઠેલા જોયા. દામોદર જ્યારે છેકજ નિકટ ગયો ત્યારે લાલાજીએ તેની સાથે રામરામ કર્યો તથા ત્યારપછી પૂર્વાનુસાર શાન્ત રીતે બેસી રહ્યા. લાલાજીએ વિચાર્યું હતું કે દામોદર યુવાન માણસ છે તેથી કદાચિત પોતાનું કહેવું માન્ય ન કરે. એ હેતુથી તેમણે પ્રથમ દામોદરની પત્ની સાથે એવી વ્યવસ્થા કરી રાખી હતી કે, તે પોતાનો પતિ કચેરીમાંથી

ગૃહે આવે ત્યારે વિભક્ત ન થવા માટે તેને સમજાવે. આથી કરીને દામોદરદાસની પત્નીએ એક બાળકને તેને પોતાની પાસે બોલાવી લાવવા મોકલ્યો. બાળકે આવી દામોદરદાસને ખબર આપી તો તે લાલાજીને "આપ બેસો હું હમણાં આવું છું" કહી તેની પાસે ગયો.

દામોદરદાસની પત્નીએ અથથી ઇતિપર્યંત સકળ કથા પતિને નિવેદન કરી તથા પોતાની દેરાણીએ પોતાની પાસે માગેલી ક્ષમાની વાત પણ કહી સંભળાવવા ઉપરાંત તેણે મનોહરની ઘણી પ્રશંસા કરી. છેવટે તેણે નમ્રતાપૂર્વક કહ્યું કે: "જે થયું તે થયું, હવે આપ એ સકળ ઘટનાને ભૂલી જાઓ."

દામોદરદાસે પત્નીને ઉત્તર આપ્યો કે: "હું તો સકળ કથા ભૂલી જઇશ, કિન્તુ તું પણ તારી દેરાણીનાં વચનો ભૂલી જજે. તમારૂં આ પ્રેમમિલન કૃત્રિમ નહિ કિન્તુ સ્વાભાવિક હોવું જોઇએ."

સમુદ્રમાં એકજ દિવસમાં જેવી રીતે કોઇ મોટું તોફાન ઉપસ્થિત થઇને શાન્ત થઇ જાય છે, તેમ ઘણા ગૃહકંકાસો પણ અતિ પ્રચંડ સ્વરૂપમાં ઉપસ્થિત થઇ શાન્ત પડી જાય છે.

દામોદરદાસ પત્ની પાસેથી જ્યારે લાલાજી પાસે ગયો, ત્યારે લાલાજીને પણ તેને સમજાવતાં વિશેષ વિલંબ થયો નહિ. તેમણે પણ કહ્યું કે: "ભાઇ દામોદર! નાનાઓને ક્ષમા કરવી એ મોટાંઓનો ધર્મ છે. વળી જેવી રીતે એક લાકડી જૂદી હોય તો તે કેવી સહેલાઇથી ભાગી શકાય છે! પણ વધારે લાકડીઓ ભેગી હોય તો ભાગી શકાતી નથી તેવીજ રીતે કુટુંબનાં સર્વ મનુષ્યો એકત્ર હોય તો ભાગ્યેજ તેમની દુર્દશા થાય; માટે સલાહસંપથી એકત્ર રહેવામાં જે સુખ તથા આનંદ છે તે જૂદા પડવામાં નથી, એ નિશ્ચયપૂર્વક સમજજો."

દામોદરદાસે ઉત્તર આપ્યો: "લાલાજી ! જો મારી કાંઇ ભૂલ માલૂમ પડી હોય તો આપની ક્ષમા ઇચ્છું છું. હવે મને આપનાં વાક્યોથી કૃપા કરીને વિશેષ લજ્જિત ન કરો. મનોહરનો પણ દોષ નથી. એની સ્ત્રીનાં અવિચારપૂર્ણ વચનોથીજ હું અપ્રસન્ન થઈ ગયો હતો. હવે હું મનોહરથી કદાપિ વિભક્ત નહિજ થાઉં. દુનિયામાં થોડા દિવસનું જીવન છે; સુખદુઃખમાં પોતાના સહોદર સિવાય અન્ય કોઈ કામ આવતું નથી. અમારા બન્નેના ઉપર આપ વડીલશ્રીની હમેશાં આવીજ કૃપા રહે એવું અમે અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ."

લાલાજી દામોદરદાસનાં પ્રેમપૂર્ણ વચનોથી ઘણાજ પ્રસન્ન થયા તથા કહ્યું: "નારાયણની કૃપાથી પુનઃ તમારા ગૃહમાં સુખ તથા શાન્તિનો વાસ થશે. **વળી સુમતી જે ગૃહમાં પ્રવેશે છે તે ગૃહમાં સંપત્તિદેવીનું પણ આગમન થયા સિવાય રહેતું નથી.** આ તું આટલો ધાર્મિક નિવડ્યો તેનું કારણ તારી માતાની ધાર્મિકતા સિવાય અન્ય કાંઇ પણ નથી." આ પ્રમાણે કહી તેઓ શ્રીમતી સુખદેવી પાસે ગયા. સુખદેવીએ રામાયણનો પાઠ સમાપ્ત થઇ ગયા પછી અત્યંત પ્રેમથી લાલાજીની સાથે વાર્તાલાપ કર્યો. લાલાજીએ પોતાના આગમનનું કારણ દર્શાવીને સર્વ કથા એવી રીતે કહી કે જેથી કરીને સુખદેવી અતિ પ્રસન્ન થઇ. 'મોટી વહુની મોટાઈ' ની કથા શ્રવણ કરીને સાસુએ કહ્યું કે: "એ મોટા ગૃહની પુત્રી છે. તેણે પોતાના માવતરની ખાનદાનીને યોગ્યજ કાર્ય કર્યું છે."

જ્યારે મનોહરની પત્નીએ જાણ્યું કે પોતાના કલહકંકાસની કથા છેક પોતાનાં સાસુ સુધી પહોંચી ગઇ છે, ત્યારે તે ઘણીજ શરમાઇ

ગઈ તથા લાલાજીના ચાલ્યા ગયા પછી તેણે સાસુ પાસે જઈને પોતાના સકળ અપરાધોની ક્ષમા માગી.

એ દિવસે સુખદેવીના ગૃહમાં ઘણોજ આનંદ થઇ ગયો. લાલાજીએ પણ તે દિવસે ત્યાંજ ભોજન કર્યું. બન્ને વહુઓએ મળી જઇને ભોજન તૈયાર કર્યું તથા બન્ને ભાઇઓએ સત્કારપૂર્વક લાલાજીને ભોજન કરાવ્યું. ભોજન બનાવવામાં દામોદરદાસની પત્ની સ્વયં અન્નપૂર્ણાસ્વરૂપ હતી. સુખદેવીએ જ્યારે લાલાજી ભોજન કરી ઉઠયા ત્યારે પૂછ્યું કે: "ભોજન કેવું થયું છે?" લાલાજીએ • પેટ ઉપર હાથ ફેરવતાં કહ્યું કે: "ભોજન બનાવવામાં પણ નમાણી • **મોટી વહુની** મોટાઇ ' ક્યાં ઉતરે તેમ છે!"



# પશુમાંથી મનુષ્ય.

---

(૧)

દુર્ગો માળી ડોકટર મહેન્દ્ર બેરિસ્ટરને ત્યાં નોકર હતો. તેને પાંચ રૂપીઆ પગાર મળતો. તેના ઘરમાં તેની સ્ત્રી અને બે ત્રણ નાનાં બાળક હતાં. સ્ત્રી આડોશી પાડોશીનું દળણું દળતી અને બે બાળક આમથી તેમથી લાકડાં, છાણાં વીણી લાવતાં. પણ આટલો બધો યત્ન કરવા છતાંયે તેને નિર્વાહમાં ઘણીજ તંગી ભોગવવી પડતી હતી. દુર્ગો ડોકટર સાહેબની નજર ચુકાવીને બાગમાંથી ફુલ વીણી લેતો અને બજારમાં જઇ પુજારીઓને વેચતો હતો. કોઇ કોઇ વખત ફળ ફળાદિ ઉપર પણ હાથ મારતો હતો. આ એની પગાર ઉપરાંતની આવક હતી. આ આવકમાંથી તે મીઠું, મરચું, તેલ આદિનો ખર્ચ કાઢતો હતો. તેણે ઘણી વખત ડોકટર મહોદયને પગાર વધારવાને માટે પ્રાર્થના કરી હતી. પરંતુ ડોકટર રોકડું કહી દેતા કે "મેં તને બાંધ્યો તો છે નહિ, તારો નિર્વાહ અહીં ન ચાલતો હોય તો બીજે ક્યાંક ચાલ્યો જા. માળીઓનો કાંઇ દુષ્કાળ નથી." ચાલતી રોજી છોડી દઇને બીજી નોકરી શોધવા જવાનું દુર્ગામાં સાહસ નથી. વળી તેને આથી વધારે પગાર મળવાની આશા પણ નહોતી. તેથી તે નિરાશ થઈ પોતાના દિવસ કાઢતો અને પોતાના ભાગ્ય માટે રડતો.

ડોકટર મહોદયને બાગબાની ઘણી પ્રિય હતી. બાગમાં તેમણે નાના પ્રકારના ફુલોના તેમજ સારાં સારાં ફળોનાં છોડ જુદે જુદે ઠેકાણેથી મંગાવીને રોપાવ્યાં હતાં. વૃક્ષોપર આવેલાં ફળ જોઈ ડોકટર

સાહેબને હાર્દિક આનંદ થતો હતો, અને પોતાના મિત્રને ત્યા વખતો વખત બાગમાંથી ગુલછડી, શાકભાજી વગેરેની ભેટ મોકલાવતા હતા. તેમને જાતે ફળો ખાવાનો શોખ નહોતો પણ મિત્રોને ખવરાવવામાં અસીમ આનંદ પ્રાપ્ત થતો હતો. પ્રત્યેક ફળની મોસમમાં મિત્રોને મિજબાની માટે નોતરવામાં આવતા હતા. આવી મિજબાનીઓ તેમના મનોરંજનનાં મુખ્ય સાધન રૂપ હતી.

એક વખત ઉનાળાના દિવસોમાં ડાકટરે કેટલાક મિત્રોને કેરીની મિજબાનીનું આમંત્રણ કર્યું. એક આફુસના વૃક્ષપર કેરીનાં ખુબ ફળો આવ્યાં હતાં. ડાકટર આ ફળોને રોજ જોયા કરતા અને આ ઝાડને આ પહેલીજ વારનાં ફળ આવેલાં હોવાથી તે પોતાના મિત્રો પાસેથી તેની મીઠાશ અને સ્વાદનાં વખાણ સાંભળવા ચાહતા હતા. કોઈ એક પહેલવાનને પોતાના શિષ્યોનાં કર્તવ્ય દેખાડવાથી જેવો આનંદ થાય તેવોજ આનંદ ડાકટરને આવી બાબતોથી થતો હતો. આટલાં મોટાં સુંદર અને સુકોમળ કેરીનાં ફળ કોઈ પણ વખત તેમના જોવામાં આવ્યાં નહોતાં. આ ફળોના સ્વાદમાં તેમને એટલો બધો વિશ્વાસ હતો કે તેમાંથી એક ફળ ચાખી સ્વાદની ખાત્રી કરવાની પણ જરૂર તેઓને લાગતી નહિ. અને તે મુખ્ય કરીને એટલા માટેજ કે એક ફળ ઓછું થાય તો એકાદ મિત્ર તેના રસાસ્વાદનથી વંચિત રહે.

એક દિવસે ચૈત્ર મહિનામાં સંધ્યા સમયે મિત્રો આવીને બગીચામાં હોજને કિનારે ખુરશીઓપર બેઠા. બરફ અને દુધનો પ્રબંધ પ્રથમીજ કરવામાં આવ્યો હતો. પણ હજી સુધી ફળ તોડયા નહોતાં. ડાકટર પ્રથમ ફળોને ઝાડ ઉપર દેખાડયા પછીજ તોડાવવા

ચાહતા હતા કે જેથી ફરી કોઇને એ ફળ આ બાગનાં નથી, એવો શક જાય નહિ. જ્યારે સઘળા ભેગા થયા ત્યારે તેણે કહ્યું "આપને કષ્ટ તો પડશે, પણ ચાલીને ફળોને ઝાડપર જોવા મહેરબાની કરો. તે ઘણુંજ મનોહર દૃસ્ય છે. ગુલાબમાં પણ એવી લોચનપ્રિય લાલી ભાગ્યેજ હશે. રંગ ઉપરથીજ સ્વાદ ટપકશે. મેં એની કલમ ખાસ મુંબાઇ તરફથી મંગાવી હતી અને તેને ખાસ ધ્યાન રાખીને ઉછેરવામાં આવી છે."

મિત્રમંડળ ઉઠ્યું: ડોકટરે સૌથી આગળ ચાલવા માંડ્યું. માર્ગની બન્ને બાજુ આવેલી ગુલાબની કયારીઓની છટા બતાવતા બતાવતા તેઓ તે આંબાની સામે આવી પહોંચ્યા; પણ આશ્ચર્ય! તેપર એક પણ ફળ જણાતું નહોતું! ડાકટરે વિચાર્યું કે કદાચ તે ઝાડ નહિ હોય તેથી તેમણે બે પગલાં આગળ વધીને બીજું ઝાડ જોયું. વળી પણ આગળ વધ્યા, પણ તે ઝાડ તો જણાયુંજ નહિ. છેવટે પાછા ફરીને વિસ્મિત દશામાં આફુસના ઝાડ આગળ આવી ઉભા. વૃક્ષ તો આજ છે. પણ તે ઉપરનાં ફળનું શું થયું? વીશ, પચીશ કેરીઓ હતી. તેમાંથી એકનો પણ પત્તો નથી! તેમણે મિત્રો તરફ અપરાધ પૂર્ણ નેત્રોએ જોઇને કહ્યું:—

"આ ઝાડપર એક પણ ફળ નથી એ આશ્ચર્ય છે. આજે સવારે મેં જોયું ત્યારે તો ફળો લટકતાં હતાં. આ જુઓ ફળોનાં ડીટાં પણ છે. અવશ્ય આ કામ માળીનુંજ છે. આજે હું એનાં હાડકાં પાંસળાં રંગીશ. તે પાજીએ મને કેટલો દગો દીધો છે તે મારૂંજ મન જાણે છે! આપ સર્વને વ્યર્થ કષ્ટ થયું તેથી મને ઘણીજ શરમ આવે છે. ખરેખર અત્યારે મને જે દુઃખ થાય છે તેનું વર્ણન

મારાથી કરી શકાતું નથી. આવાં, રંગીન કોમળ અને કમનીય ફળ મેં મારી જીંદગીમાં કદિ જોયાં નહોતાં. તે આમ લુપ્ત થઈ ગયાં તેથી મારૂં હૃદય ટુકડે ટુકડા થઈ જાય છે.

આટલું કહીને તે નિરાશાની વેદનાથી ખુરશીપર બેસી પડયા. મિત્રોએ સાંત્વના આપતાં કહ્યું:—"સર્વ જગાએ નોકરો આવાજ હોય છે; આ લોક જાતનાજ પાજી હોય છે. તમારે અમારા કષ્ટનો વિચાર કરવો નહિ. આફુસ ન હોય તો ભલે, બીજાં ફળ લાવો."

એક સજ્જને કહ્યું—"સાહેબ મને તો બધી કેરીઓ એક સરખીજ માલુમ પડે છે. આફુસ, પાયરી, સફેદા, જફરિ, દશહરિ, આ સર્વમાં મને તો કાંઇજ તફાવત જણાતો નથી. કોણ જાણે શાથી આપને તફાવત ભાસે છે!"

બીજા સજ્જને કહ્યું—"મારૂં પણ એમજ માનવું છે. ખેર હાલ જે ફળ મળે તે મંગાવો. ગઇ વસ્તુનો અફસોસ શું કામનો?" ડાકટરે વ્યથિક ભાવે કહ્યું, "એમ તો કેરીની અછત નથી, આંબા બાગ ભરેલો છે. સારી પેઠે ખાઓ અને ઘેર પણ લઇ જાઓ. તે બીજા કોના માટે છે? પણ તે કેરીનો તો રંગ રૂપ અને સ્વાદ ઓરજ હતો. આપ નહિ માનો; તે આફુસની એવી તો ચમક, રંગ અને રૂપ હતાં કે જાણે ગુલાબી સફરજન! સફરજન પણ દેખાવમાંજ સુંદર, બાકી એ આફુસની રૂચિવર્ધક સુંદરતા અને અમૃતમય કોમળતા એમાં નજ હોઇ શકે. માળીએ એટલો બધો અનર્થ કર્યો છે કે જાણે તેને ગોળીએ મારીને ઠાર કરૂં! જો આ વખતે સામે દેખાય તો તેને ફટકાવીને અધમુઓજ કરી નાંખુ."

માળી બજારમાં ગયો હતો. ડાકટર સાહેબે ગાડીવાન પાસે

કેટલીક કેરીઓ ઉતરાવી મંગાવી. મિત્રોએ કેરીઓ ખાધી, દૂધ પીધું અને ડોક્ટરને ધન્યવાદ આપી પોત પોતાના ઘર તરફનો રસ્તો પકડયો ! હજી પણ ડોક્ટર તો હોજને કિનારે હાથમાં હંટર લઇ માળીની વાટજ જોઇ રહ્યા હતા. બસ આ સમયે સાક્ષાત ક્રોધનીજ મૂર્તિ બની ગયા હતા.

(૨)

થોડી રાત જતાં દુર્ગો બજારમાંથી આવ્યો. તે આમ તેમ જોતો જોતો આવતો હતો. જ્યારે તેણે ડોક્ટરને હોજના કિનારાપર હાથમાં હંટર લઇ બેઠેલા જોયા, ત્યારે તેના હોશકોશ ઉડી ગયા. તે સમજ્યો કે આજ તો ચોરી પકડાઇ ગઇ ! ચોરી પકડાઈ જવાના ડરથી આજે તેણે બજારમાં વધારે વખત ગાળ્યો હતો. તેણે માની લીધું હતું કે ડોક્ટર સાહેબ ક્યાંક ફરવા ગયા હશે, તે દરમિયાન હું છાનો માનો મારી ઝુંપડીમાં જઈ પહોંચીશ અને સવારે કાંઇ પુછપાછ થશે તો મને સફાઇથી ઉત્તર આપવાનો સમય મળશે, અને કહીશ કે સરકાર મારી ઝુંપડીની જડતી લો; અને આવી રીતે મામલો દબાઈ જશે. સમય, હુશિયાર ચોરનો સર્વથી મોટો મિત્ર છે, એકેએક ક્ષણ તેને નિર્દોષ સાબીત કરવામાં મદદ કરે છે. પણ જ્યારે તે તાજેતરમાંજ પકડાઇ જાય છે ત્યારે તો પછી છટકી જવાનો રસ્તોજ રહેતો નથી. દુર્ગોના પગ થંભી ગયા, છાતી ધબકવા લાગી, ડોક્ટરની નજર તેનાપર પડી હતી; હવે પાછું ફરવું તેના માટે વ્યર્થ હતું.

ડોક્ટરે તેને દૂરથી જોતાંજ ઉભા થઇને તેને શિક્ષા કરવાનો વિચાર કર્યો. પણ તે કાયદાશાસ્ત્રી હોવાથી વિચાર કર્યો કે પ્રથમ તેનું સાંભળવું આવશ્યક છે. તેને ઇશારો કરી પાસે બોલાવ્યો અને

પૂછયું–" આપુસના ઝાડ ઉપર ઘણી કેરીઓ હતી; તેમાં એક પણ નથી. શું થયું ? "

દુર્ગોએ નિર્દોષિતાના દેખાવ સાથે ઉત્તર આપ્યો, " હજુર, હું હાલ બજારમાં ગયો ત્યાં સુધી તો ઝાડ પર બધી કેરીઓ હતી; આટલા સમયમાં કોઇ તોડી ગયું હોય તો તે હું કહી શકતો નથી."

ડાક્ટર–" તને કોનાપર શક જાય છે ? "

દુર્ગો—" સાહેબ, હવે હું કોનું નામ દઉં ! આટલા બધા નોકર-ચાકર છે; કોણ જાણે કોનીયે નજર બગડી હશે. "

ડાક્ટર—" મારો શક તો તારાજ ઉપર છે. જો તેં ઝાડપરથી તોડીને મુકી હોય તો અહીં લાવ; નહિ તો ચોખ્ખે ચોખ્ખું કહી દે કે તેંજ તોડી છે. છેવટે મારે તને ખરાબમાં ખરાબ રીતે સજા કરવી પડશે. "

ચોર કાંઇ એકલી સજામાંથી બચવા માગતો નથી પણ અપમાનમાંથી બચવા માગે છે. તે જેટલો અપમાનથી ડરે છે તેટલો સજાથી ડરતો નથી. જ્યારે તેને સજામાંથી બચવાની કોઇ આશા રહેતી નથી ત્યારે પણ તે પોતાનો અપરાધ કબૂલ કરતો નથી. તે અપરાધી બની છુટી જવા કરતાં નિર્દોષ બની દંડ ભોગવવાનું વધારે પસંદ કરે છે. જો દુર્ગોએ આ વખતે અપરાધ કબૂલ કર્યો હોત તો સજામાંથી બચી શકત, પણ તેણે કહ્યું—" આપ માલિક છો; નજરમાં આવે તે કરો, પણ મેં તો કેરીઓ તોડી નથી. આપજ બતાવો કે આટલા દિવસ સુધી મેં આપની તાબેદારી કરી છે, પણ પાંદડું પણ ચોર્યું છે ? "

ડાક્ટર—" શું તું સોગંદ ખાય છે ? "

દુર્ગો—“ જી હા, જો મેં કેરીઓને હાથ લગાડ્યો હોય તો મને રત્નાગર સાગરના સમ.”

ડૉકટર—“મને આ સોગંદપર વિશ્વાસ નથી. તું પ્રથમ લોટામાં પાણી લાવ, તેમાં તુળશીનાં પાન નાંખ, બાદ સોગંદ ખાઇને કહે કે જો મેં કેરીઓ તોડી હોય તો મને મારા છોકરાના સમ. ત્યારેજ મને તારા કથનમાં વિશ્વાસ આવે.”

દુર્ગો—“ સાહેબ, સાચને આંચ શાની? આપ કહો તે સોગંદ લઉં. જો મેં કામ કર્યુંજ નથી તો મને સોગંદ શું કરશે!”

ડૉકટર—“ વારૂ, વાતો કર નહિ, જઇને પાણી લઇ આવ.”

ડૉકટરને માનવ-ચરિત્રનું જ્ઞાન હતું. કેમકે તેમને સદૈવ અપરાધીઓ સાથેજ વ્યવહાર રહ્યા કરતો હતો.

જો કે દુર્ગો મોઢેથી અકડાઇને વાતો કરી રહ્યો હતો પણ તેના હૃદયમાં ભય હતો. તે પોતાની ઝુંપડીમાં આવ્યો, પણ લોટામાં પાણી લઇને જવાની હિમત ચાલી નહિ. તેના હાથ ધ્રુજવા લાગ્યા. રત્નાગરનું પાણી લેવાથી જેમના પર દૈવી કોપ થયા હતા તેવી વાતોનું સ્મરણ થયું. ઇશ્વરના સર્વજ્ઞપણાનો આવો મર્મસ્પર્શી વિશ્વાસ તેને કદિ થયો હતો નહિ. તેણે નિશ્ચય કર્યો કે—“ હું જુઠું બોલી રત્નાગરનું પાણી તો ઉપાડીશ નહિ. એ મારાથી નહિ બને. કદાચ રજા આપવામાં આવશે તો ગમે ત્યાં નોકરી શોધી લઇશ: અને નોકરી નહિ મળે તો મજુરી કયાં ગઇ છે? કોદાળી ચલાવીશ તોપણ સાંજ સુધીમાં અડધો શેર લોટ તો મળીજ રહેશે.” તે ધીમે ધીમે ઠાલી હાથે પાછો આવીને ડૉકટરની સામે ઉભો.

ડૉકટર સાહેબે કરડા સ્વરે પૂછ્યું—“ પાણી લાવ્યો?”

દુર્ગો—" સાહેબ, હે રત્નાગરનું જળ તો નહિ ઉપાડું."

ડૉકટર—" ત્યારે, તેંજ કેરીઓ તોડી એમ સાબિત થાય છે."

દુર્ગો—" સાહેબની નજરમાં આવે તેમ ખરૂં. માનો કે મેંજ કેરીઓ તોડી. પરંતુ હું પણ આપનો ગુલામજ છું. રાતદિવસ તાબેદારી કરૂં છું. બાલબચ્ચાં કેરીઓને માટે રડે તો હું કયાં જાઉં? આ વખતે માફી આપશો તો ફરીથી આવું નહિ કરૂં."

ડૉકટર એટલો બધો ઉદાર નહોતો. તેણે એજ મહાન ઉપકાર કર્યો કે દુર્ગાને પોલીસને હવાલે કર્યો નહિ કે તેના ઉપર હંટર ચલાવ્યો નહિ. તેમની ધાર્મિક શ્રદ્ધાએ તેમને કાંઇક નરમ કરી દીધા હતા. પણ આવા દુર્બળ હૃદયના મનુષ્યને પોતાને ત્યાં કાયમ રાખવો એ તેને ઠીક ન લાગ્યું. તેણે તેજ વખતે દુર્ગાને પાણીચું આપી દીધું અને તેનો અડધા માસનો પગાર જપ્ત કરી લીધો.

(૩)

કેટલાક માસ બાદ એક દિવસે ડૉકટર પોતાના મિત્ર પ્રેમશંકરના બાગમાં ફરવા ગયા. ત્યાંથી તે સારી સારી કલમો લાવવા ધારતા હતા. પ્રેમશંકરને પણ બાગબાનીનો ઠીક પ્રેમ હતો. એ બન્ને મિત્રો આ બાબતમાં સમાનતા ધરાવતા હતા પણ અન્ય સર્વ વિષયોમાં એ બન્ને એક બીજાથી ભિન્ન હતા. પ્રેમશંકર સંતોષી, સરળ અને સહૃદય મનુષ્ય હતો. તેણે કેટલાંક વર્ષ અમેરિકામાં રહીને કૃષિ-વિદ્યાનો સારો અભ્યાસ કર્યો હતો અને અહીં આવીને પણ એજ ધંધાને પોતાની આજીવિકાનો આધાર બનાવી લીધો હતો. માનવ-ચરિત્ર અને વર્તમાન સામાજીક સંગઠનના વિષયમાં તેના વિચારો વિચિત્ર હોવાથી શહેરના સભ્યસમાજના લોકો તેની ઉપેક્ષા

કરતા હતા અને તેને જડ્ડી લેખતા હતા. એમાં સંદેહ નથી કે તેના સિદ્ધાંતો તરફ લોકોને એક પ્રકારની તાત્વિક સહાનુભૂતિ હતી. પણ તે તાત્વિક સિદ્ધાંતો વ્યાવહારિક હોવાના વિષયમાં તેમને ઘણી શંકા હતી. સંસાર, કર્મ–ક્ષેત્ર છે, મિમાંસા–ક્ષેત્ર નથી. અહિંઆં તો સિદ્ધાંત એ સિદ્ધાંતજ રહે છે. વ્યાવહારિક ઘટનાઓ સાથે તેનો સંબંધ નથી.

ડોકટર બગીચામાં પહોંચ્યા ત્યારે તેમણે પ્રેમશંકરને કયારામાં પાણી પાતો જોયો. કુવા ઉપર એક મનુષ્ય પંપથી પાણી કાઢી રહ્યો હતો તેને મહેંદ્રે તરતજ ઓળખ્યો. તે દુર્ગો માળી હતો. તે વખતે ડોકટરના મનમાં દુર્ગા પ્રત્યે એક વિચિત્ર ઈર્ષ્યાનો ભાવ ઉત્પન્ન થયો. જે નરાધમને તેમણે દંડ કરી પોતાને ત્યાંથી કાઢી મૂકયો હતો તેને આ ઠેકાણે નોકરી કેમ મળી ! જો આ વખતે દુર્ગો ચીંથરેહાલ અને રડતી સુરતે દેખાયો હોત અને ડોકટરને જોતાંજ તેને પગે પડયો હોત, તો કદાચ ડોકટરને તેનાપર દયા પણ આવત. સંભવિત છે કે કદાચ તે તેને કાંઇ ઈનામ પણ આપત અને પ્રેમશંકર પાસે તેની કાંઇ પ્રશંસા પણ કરત; કેમકે તેનો સ્વભાવ દયાળુ હોઇ પોતાના નોકરો પર તેની કૃપા–દૃષ્ટિ રહેતી. પણ તેમની એ કૃપામાં, અને તેઓ કૂતરા તેમજ ઘોડા ઉપર જે કૃપા રાખતા તેમાં કાંઇજ ફરક નહોતો. તેમની કૃપાનો આધાર “ ન્યાય ” પર નહોતો, પરંતુ “ દીનદયા ” ના સિદ્ધાંતપર રહેતો હતો. દુર્ગાએ ડોકટરને જોયા કે તરતજ કુવા ઉપર ઉભે ઉભે અદબથી સલામ કરી અને પાછો પોતાના કામમાં લાગી ગયો. તેનું આ અભિમાન ડોકટરના હૃદયમાં ભાલાની માફક સાલવા લાગ્યું. ડોકટરે દુર્ગાને પોતાને ત્યાંથી કાઢયા બાદ દુર્ગો સુખી થયો એ વિચારે તેનો ક્રોધ વધ્યો. તેને પોતાની

સહૃદયતાનું જે અભિમાન હતું તેને મહાન્ અઘાત લાગ્યો.જેવો પ્રેમશંકર તેની સાથે હાથ મેળવી તેને કયારાઓમાં ફરવા લઇ ગયો કે તરતજ ડોકટરે તેને પૂછ્યું "આ આદમી આપને ત્યાં કેટલાક દિવસથી છે ?"

પ્રેમશંકર—છ સાત મહિના થયાં હશે.

ડોકટર—કાંઇ ઉચાપત તો કરતો નથી ને? તે મારે ત્યાં માળી હતો. તેની હાથ ચાલાકીથી થાકી મેં રજા આપી હતી. કોઇ વખત ફુલ તોડી વેચી ખાતો હતો તો કોઇ વખત છોડઉપાડી લઇ જતો હતો. અન્ય ફલફલાદિનું તો કહેવુંજ શું ? તેની આવી ટેવને લીધે તે બચતજ નહિ. એક વખતે મેં મારા મિત્રોને નોતર્યા હતા. આફુસના આંબાપર ઘણી કેરીઓ આવી હતી. જ્યારે બધા આવીને બેઠા ત્યારે હું તેમને ફળ બતાવવા માટે લઈ ગયો તો એકેએક કેરી ગુમ ! બસ પૂછશોજ નહિ કે તે વખતે મારી શું સ્થિતિ થઈ ? મેં તેજ વખતે આ મહાશય(!) પ્રત્યે ધિક્કાર દર્શાવ્યો. ઘણોજ દગલબાજ આદમી છે; અને વળી એવો ચતુર કે તેને પકડવો મુશ્કેલ. કોઇ કાબેલ વકીલ જેવો માણસ હોય તોજ તેને પકડી શકે. તે એવી સફાઇ અને ખુબીથી વાત કરે છે કે આપણે તો એના મોઢા સામેજ જોઇ રહીએ. આપને તો કદિ દગો દીધો નથીને ?

પ્રેમશંકર—"જી ના, કદિ નહિ. મને હજુ તેને શિક્ષા કરવાનો પણ પ્રસંગ આવ્યો નથી. અહીંતો ખુબ મહેનત કરે છે અને એટલી કે તે બપોરની રજામાં પણ આરામ લેતો નથી. મને તેના પર એટલો બધો વિશ્વાસ બેસી ગયો છે કે મેં તેના ભરોસે આખો બાગ મૂકી દીધો છે. આખા દિવસમાં જે કાંઇ આવક થાય છે તે મને સાંજના ગણી આપે છે અને તેમાં કદિ એક પાઇનો પણ ફેર પડતો નથી."

ડૉકટર—એજ એની ખુબી છે કે આપની ઉંઘે અસ્રે હજામત કરે તો પણ આપને ખબર પડે નહિ. આપ એને શું પગાર આપો છો ?

પ્રેમશંકર—અહીં કોઇને પગાર આપવામાં આવતો નથી. બધાનો લાભમાં સરખો હિસ્સો હોય છે. આખા મહિનામાં લાગતા ખર્ચ જતાં જે કાંઈ બચે છે તેમાંથી દશ ટકા ધર્માદા ખાતે કહાડીને બાકીના રૂપીઆ સર્વ સરખે ભાગે વહેંચી લઇએ છીએ. ગયા મહિનામાં રૂા. ૧૪૦–૦–૦ ની આવક થઇ હતી. અમે, મારા સુદ્ધાં સાત માણસ છીએ. જેથી અમારા ભાગે વીશ રૂપીઆ આવ્યા. આ વખતે નારંગીઓ ઘણી થઇ છે. વટાણાની શીંગો, શેરડી, કોબી આદિની પણ સારી પેદાશ થઇ છે તેથી આ મહિને દરેકને ચાળીશ રૂપીઆથી ઓછા આવશે નહિ.

ડૉકટર મહેન્દ્રે આશ્ચર્યથી પૂછયું—"આટલામાં આપનો ખર્ચ ચાલે છે ?"

પ્રેમશંકર—જી હા, ઘણીજ સુગમતાથી. હું એ લોકોના જેવાંજ કપડાં પહેરૂં છું અને એમના જેવોજ ખોરાક ખાઉં છું; અને મને બીજું કાંઇ વ્યસન નથી. અહીં માસિક વીશ રૂપીઆ ગરીબોને મફત આપવામાં ખરચાય છે, આ રૂપીઆ સહીઆરી આવકમાંથી જુદા કાઢવામાં આવે છે જેથી કોઇને કોઈ જાતની આપત્તિ થતી નથી. આ સાઇકલ કે જે આપ જુવો છો તે પણ સહીઆરી આવકમાંથીજ ખરીદી છે. જેને જરૂર પડે છે તે તેનો ઉપયોગ કરે છે. મને આ બધાઓ અધિક કાર્યકુશળ માને છે અને સર્વે મારાપર વિશ્વાસ રાખે છે. બસ. હું એ સર્વમાં મુખ્ય છું. હું તેમને જે સલાહ આપું છું તે તેઓ માને છે. કોઇ પણ એમ નથી સમજતો કે તે

કોઇનો પણ નોકર છે. સૌ પોત પોતાને ભાગીદાર-માલિક-માને છે અને તનતોડ મહેનત કરે છે. જ્યાં કોઇ માલિક હોય છે અને બીજા એના નોકરો હોય છે ત્યાં એ બન્નેમાં સદા જુદાઈજ રહ્યા કરે છે. માલિક એમ માને છે કે નોકરથી જેટલું પણ વધારે કામ લેવાય તેટલું લેવું. નોકર એમ ઇચ્છે છે કે જેટલું ઓછું તેટલું ઓછું કરવું. તેમનામાં ખરો સ્નેહ અથવા સહાનુભૂતિનું તો નામ સરખું પણ હોતું નથી. યથાર્થ રીતે જોતાં તેઓ એક બીજાના શત્રુજ હોય છે. એવા ધોરણનું ખરાબ પરિણામ હું અને આપ જોઇજ રહ્યા છીએ. મોટા અને નાના આદમીઓનાં પૃથક પૃથક દળ બની ગયાં છે અને તેમની વચ્ચે ઘોર સંગ્રામ ચાલી રહ્યો છે. ચિહ્નોથી માલમ પડે છે કે હવે આ વિરોધ થોડાજ દિવસનો મહેમાન છે. હવે એને સ્થાને સહકારિતાનું આગમન થવાનું છે. મેં અન્ય દેશોમાં આવા ઘાતક સંગ્રામનાં દશ્યો જોયાં છે અને મને તે પ્રત્યે ઘૃણા થઈ ગઈ છે. સહકારી બજારજ આપણને આ સંકટમાંથી મુક્ત કરી શકે તેમ છે.

ડાક્ટર—તો એમજ કહોને કે આપ સોશિયાલિસ્ટ છો!

પ્રેમશંકર—જી ના, હું સોશિયાલિસ્ટ કે ડેમોક્રેટ કાંઈ પણ નથી. હું તો કેવળ ન્યાય અને ધર્મનોજ અદના સેવક છું. મારા સમજવા પ્રમાણે વિદ્વત્તા કરતાં નિસ્વાર્થપણું ઘણું ઇષ્ટ છે. હું આપણી આત્મિક અને માનસિક શક્તિઓને, બુદ્ધિસામર્થ્યને, ધન અને વૈભવના ગુલામ બનાવવા માગતો નથી. મને હાલની-આપણા લોકોની સભ્યતા ઉપર અને તેમને મળતાં શિક્ષણ ઉપર વિશ્વાસ નથી. વિદ્યાનું ફળ છે ઉદારતા, સ્વાર્થત્યાગ, સહાનુભૂતિ, ન્યાયપરા-

યણુતા અને દયાશીલતા. જે શિક્ષણ આપણને નિર્બળોને સતાવવા માટે તૈયાર કરે, જે શિક્ષણ આપણને ધરા અને ધનના ગુલામ બનાવે, જે શિક્ષણ આપણને ભોગ વિલાસમાં ડુબાડે, જે શિક્ષણ આપણને બીજાનું રક્ત પીને પુષ્ટ થવાને ઉત્સુક બનાવે. તે શિક્ષણ નથી પણ ભ્રષ્ટતાજ છે. જો કોઈ મૂર્ખ મનુષ્ય લોભ અને મોહના પંજામાં ફસાઈ પડે તો તે ક્ષમ્ય છે, પરંતુ વિદ્યા અને સભ્યતાના ઉપાસકોની સ્વાર્થાન્ધતા તો અત્યંત લજ્જાજનક છે. આપણે વિદ્યા અને બુદ્ધિ-બળને વૈભવોના શિખરે પહોંચવાના સાધન–માર્ગરૂપ બનાવી લીધાં છે, પણ વાસ્તવમાં તો તે સેવા અને પ્રેમનાજ શિખરે પહોંચવાનાં સાધન હતાં. મનુષ્ય જેમ વધારે વિદ્વાન હોય છે, તેટલોજ મોટો સ્વાર્થસેવક તે હોય છે એ કેવી વિચિત્રદશા છે? બસ. આપણી સઘળી વિદ્યા અને બુદ્ધિ, આપણો સઘળો ઉત્સાહ અને અનુરાગ બસ એક ધન–લાલસા પાછળજ વપરાય છે. આપણા પ્રોફેસર સાહે-બને એક હજારથી ઓછું વેતન મળે તો તેમનું મોઢું ચઢે; આપણા દીવાની અને ફોજદારી ન્યાયાધીશોને સેંકડો અને હજારોના પગાર મળે તો પણ તેઓ પોતાના નસીબનાં રોદણાંજ રડયા કરે છે; આપણા ડોકટર સાહેબો રોગી મરે કે જીવે તો પણ તેમની ફીમાં વાંધો પડે નહિ એમ ઇચ્છે છે; અને આપણા વકીલ સાહેબો ( માફ કરજો ) ઈશ્વરને એજ પ્રાર્થના કરે છે કે–હે પ્રભુ! ઇર્ષા અને દ્વેષનો લોકોમાં પ્રકોપ કર કે જેથી અમે સોનાનાં નળીયાં ચડાવી દઇએ! " સમય એ ધન છે. " આજ વાકયને અમે ઇશ્વરવાકય સમજી રહ્યા છીએ. આ મહાન્ પુરૂષોમાંની પ્રત્યેક વ્યક્તિ, સેંકડો નહિ પણ હજારો–લાખો ગરીબોની આજીવિકા ગડપ કરી જાય છે, તો પણ તે જા-તિના ભકત હોવાનો દાવો કરે છે અને પોતાના સ્વજાતિપ્રેમનો ડંકો

વધારતા ફરે છે ! પેદા બીજા કરે, પરસેવો બીજા ઉતારે અને ખાવું તથા મુછોપર તાલ દેવો એ એમનું કામ ! મારા માનવા પ્રમાણે **સમસ્ત શિક્ષિત સમુદાય માત્ર નકામોજ નહિ, પણ અનર્થકારી પણ છે.** આ હકીકત ખરીજ હોય તો બોર્ડીંગો અને સ્કુલો કહાડી સસ્તી કીર્તિ ખાટી રહેલાઓએ પણ એવા દેશની જળોરૂપ શિક્ષિતોની સંખ્યા વધારનારાં કર્મોથી વિરમવુંજ ઘટે છે.

ડોકટરે ઘણાજ ધૈર્ય સાથે પૂછ્યું—તો શું તમારી એવી મરજી છે કે અમો સઘળાઓ મજુરી કરીએ !

પ્રેમશંકર—જી ના, પરંતુ એમ થાય તો તેથી મનુષ્ય જાતિ પર મહાન ઉપકાર થાય. મારો જે વાંધો છે, તે કેવળ માણસ માણસની સ્થિતિઓ વચ્ચે પ્રવર્તી રહેલી અન્યાય ભરી અસમાનતા સામે છે. જો એક મજુર પાંચ રૂપીઆમાં પોતાનો નિર્વાહ કરી શકે છે તો એક માનસિક કામ કરનાર આદમીને માટે એથી બેવડી, તેવડી આવક પુરતી થવી જોઇએ અને એ વધુ આવક પણ એટલાજ માટે હોવી જોઇએ કે તેને કાંઇક ઉત્તમ ભોજન, વસ્ત્ર તથા સુખની આવશ્યકતા હોય છે. પણ **પાંચ અને પાંચ હજારનું, કે પચાસ અને પચાસ હજારનું અસ્વાભાવિક અંતર શા માટે હોવું જોઇએ ?** એટલુંજ નહિ પણ આપણો સમાજ તો પાંચ અને પાંચલાખના અંતરનો પણ તિરસ્કાર કરતો નથી; એ તેની તો ઉલટી અધિક પ્રશંસા કરે છે ! શાસન-પ્રબંધ, વકીલાત, ચિકિત્સા, ચિત્ર-રચના, શિક્ષા, દલાલી, વ્યાપાર, સંગીત અને આવા પ્રકારની સેંકડો અન્ય કળાઓ શિક્ષિત સમુદાયની જીવન-વૃત્તિ બની ચૂકી છે, પરંતુ એમાંની એક પણ કળા મૂળ દ્રવ્યની પેદાશ યા તેમાં

ઉમેરો નથી કરતી. બસ તેનો સઘળો આધાર બીજાઓની મૂળ દ્રવ્યની પેદાશ ઉપરજ છે. મારા લક્ષમાં નથી આવતું કે જે ઉદ્યોગ ધંધાઓ માણસોને જીવતા રાખવાની વસ્તુઓ પેદા કરે છે કે જેનાપર જીવનનું અવલંબન છે તે ધંધાઓને ઉપલા ધંધાઓ કરતાં નીચા સમજવામાં આવે છે કે જે ધંધાઓનું કામ કેવળ મનોરંજન કરવાનું અથવા બહુબહુ તો પૈસા વધારે પેદા કરવામાં મદદ કરવાનુંજ છે! જો આજેજ સઘળા વકીલોને દેશનિકાલ કરવામાં આવે, સઘળો અધિકારી વર્ગ લુપ્ત થઇ જાય અને સઘળા દલાલો સ્વર્ગમાં જાય તો પણ સંસારનું કામ ચાલશેજ; બલ્કે હાલના કરતાં તે વધારે સરલતાથી ચાલશે. ખેડુતો ભૂમિ ખેડશે, વણકરો લુગડાં વણશે, સુથાર, દરજી, લુહાર, ચર્મકાર, સર્વ કોઈ પૂર્વવત્ પોતપોતાનું કામ કરતાજ રહેશે. તેમનીજ પંચાયતો તેમના દુઃખોનો અંત આણશે. પણ, જો ખેડુત ન હોય તો આખી દુનિયા ક્ષુધાની પીડાથી વ્યાકુળ થઇ જાય! આમ છતાં આવો મહત્વનો ધંધો કરનાર ખેડુતને માટે માસિક પાંચ રૂપીઆ ઘણા માનવામાં આવે છે અને વકીલ અથવા ડાકટરને માટે પાંચ હજાર પણ પુરતા નહિ!!

ડાકટર—આપ અર્થશાસ્ત્રનો પેલો મહત્વપૂર્ણ સિદ્ધાંત ભૂલી જતા લાગો છો, કે જે સિદ્ધાંતને Division of labour 'શ્રમ વિભાગ' કહે છે. પ્રકૃતિએ પ્રાણીઓને ભિન્નભિન્ન શક્તિઓ આપી છે અને તેના વિકાસને માટે ભિન્નભિન્ન સ્થિતિઓની આવશ્યક્તા છે.

પ્રેમશંકર—હું ક્યારે એમ કહું છું કે પ્રત્યેક મનુષ્યે મજુરીજ કરવી જોઇએ. ના. જેને પરમાત્માએ વિચારવાની શક્તિ આપી છે તે શાસ્ત્રોનું વિવેચન કરે, જે ભાવનામય હોય તે કાવ્ય રચના કરે

અને જેને અન્યાય ન ગમતો હોય તે વકીલાત પણ કરે. મારૂં કહેવું તો માત્ર એજ છે કે ભિન્નભિન્ન ધંધાઓના દરજ્જામાં અને તેનો બદલો મેળવવામાં આટલો બધો જુલ્મી ફેરફાર રહેવો જોઇએ નહિ. માનસિક અને ઔદ્યોગિક કામો વચ્ચે આટલો તફાવત છેકજ ન્યાયની વિરૂદ્ધ છે. અનિવાર્ય આવશ્યકતાવાળા ધંધાઓની ઉપર અનાવશ્યક અને જેના વગર ચાલી શકે એવા ધંધાઓની પ્રધાનતા હોય. એ પ્રકૃતિના નિયમોથી છેકજ ઉલટું છે. કેટલાક સજ્જનોનો એવો મત છે કે એમ નહિ રહે તો ગુણી લોકોના અનાદર થશે અને સંસારને તેમના સદ્વિચાર અને સતકાર્યોથી લાભ પહોંચી શકશે નહિ. પરંતુ આવું કહેનારા ભૂલી જાય છે કે સંસારના મોટામાં મોટા પંડિતો, મોટામાં મોટા કવિઓ, મોટામાં મોટા શાસ્ત્રો અને **મોટામાં મોટા શિક્ષકો ધન અને પ્રભુતાના લાભ-લોભથી મુક્ત હતા.** આપણા અસ્વાભાવિક જીવનનું એક ખરાબ પરિણામ એ પણ છે કે આપણે બળાત્કારે કવિ અને શિક્ષક બની બેસીએ છીએ! અત્યારે સંસારમાં જે અગણિત લેખક અને કવિ, વકીલ અને શિક્ષક વર્ગ ઉભરાઇ જાય છે તેઓ સર્વ પૃથ્વીપર માત્ર ભાર રૂપ થઇ રહ્યા છે. જ્યારે તેમને માલમ પડશે કે આ દિવ્ય (!) કળાઓમાં કાંઇ લાભ નથી ત્યારેજ તે લોકોને જનસમાજ કવિ છે નહિ કે જોઇ જાણી શકશે. સંક્ષેપમાં એજ કે ધનના અસામાન્ય લોભે અને ઉપરીપણાએ આપણા સમસ્ત સમાજને ઉલટ-પુલટ કરી દીધો છે.

ડોકટર મહેન્દ્ર અધીરા થઇ ગયા અને બોલ્યા-મહાશય સમાજ -સંગઠનનું આ રૂપ ભલે દેવલોકને માટે ઉપયુક્ત હોય પણ ભૌતિક

સંસારને માટે અને આ ભૌતિક કાળમાં તો તે કદાપિ ઉપયોગી થઈ શકશે નહિ.

પ્રેમશંકર—અલબત્ત, એ કાગના વાઘની પેઠે વૃથા બ્હીવરાવનારી માન્યતાને લીધેજ અદ્યાપિર્યંત ધનવાનોનું, જમીનદારોનું અને શિક્ષિત સમુદાયનું પ્રભુત્વ જામેલું અને ટકેલું છે. પણ આથી પહેલાંયે કેટલીક વખત આ પ્રભુત્વને ધક્કા પહોંચી ચુકયા છે અને ચિહ્નોપરથી માલુમ પડે છે કે નજદિકના ભવિષ્યમાં ફરીથી પણ તેનો પરાજય અવશ્ય થવાનો છે; અને કદાચ તે પરાજય નિર્ણયાત્મક હંમેશ માટેનો પણ થાય. સમાજનું ચક્ર સામ્યથી આરંભ થઈ પાછું સામ્યપરજ સમાપ્ત થાય છે. એકાધિપત્ય, જમીનદારોનું પ્રભુત્વ અને વાણિજ્યનું પ્રાબલ્ય એ તેની મધ્યવર્તી દશાઓ છે. વર્તમાન ચક્રે એ મધ્યવર્તી દશાઓનો ભાગ લીધો છે અને તે પોતાના અંતિમ સ્થાનની નજદીક આવતું જાય છે પણ આપણી આંખો અધિકાર અને પ્રભુતાના મદથી એવી ભરેલી છે કે આપણને આગળ કે પાછળનું કાંઈ સુઝતું નથી. ચારે બાજુથી જનતાવાદનો ઘોર નાદ આપણા કાને આવે છે. પણ આપણે એવા નિશ્ચિંત-જડ છીએ કે આપણે તેને સાધારણ મેઘ ગર્જનાજ માનીએ છીએ, આપણે તો હજી એવીજ વિદ્યાઓ અને કળાઓમાં લીન-લુબ્ધ છીએ કે જે વિદ્યા-કળાઓનો આધાર માત્ર બીજાઓની ખરી મહેનતપરજ છે; આપણાં વિદ્યાલયોની સંખ્યા વધતીજ જાય છે; આપણાં વકીલખાનાંઓમાં હવે તણખલું પણ મૂકવાની જગ્યા નથી; ગલીએ ગલીએ ચ્હા કોફીની દુકાનો અને આહારગૃહો તથા ફોટો સ્ટુડીઓ નીકળ્યા કરે છે, અને ડોકટરોની સંખ્યા રોગીઓની સંખ્યાથી પણ વધી જશે એવો ભય લાગે છે! આટલું છતાંયે હજુ આપણી આંખો ઉઘડતી નથી.

આપણે હજી પણ આ અસ્વાભાવિક જીવન—આ સભ્યતાના જાદુથી બહાર નીકળવાની કોશીષ કરતા નથી. આપણે શહેરોમાં કારખાનાંઓ અને દુકાનો ખોલતા ફરીએ છીએ; અને તે બધું એટલાજ માટે કે મજુરોની મહેનતથી આપણે જબ્બર બનીએ! ૩૦ થી ૪૦ ટકા લાભની કલ્પના કરીને આપણે ફૂલ્યા સમાતા નથી પણ કોઈ જગ્યાએ જોવામાં આવતું નથી કે કોઈ શિક્ષિત સજ્જને કપડા વણવાનું અથવા તો જમીન ખેડવાનું* શરૂ કર્યું હોય. જો કોઇ દુર્ભાગ્યવશ એવું કરે તો ઉલટી તેની મશ્કરી કરવામાં આવે છે. બસ આપણે તો એમનેજ માનપ્રતિષ્ટા યોગ્ય માનીએ છીએ, કે જેઓ ગાદીતકીએ બેસી રહે, હાથ પગ ન હલાવે અને લેવડદેવડમાં વ્યાજ વટાવમાં લાખોની ઉથલપાથલ અને પેદાશ કરતા હોય...

આ વાત ચાલતી હતી એવામાંજ દુર્ગો માળી એક ટોપલીમાં નારંગીઓ, ગોબીનાં ફુલ, અખરૂટ, વટાણાની શીંગો આદિ ગોઠવીને લાવ્યો અને તે સઘળું ડાકટર સાહેબની સામે મૂક્યું. તેના ચહેરાપર એક પ્રકારનો ગર્વ હતો જાણે કે તેનો આત્મા જાગૃતજ થઈ ગયો છે. તે ડાકટર સાહેબની સામે એક માંચડાપર બેસી ગયો અને બોલ્યો "સાહેબ આપને કયી કયી કલમો જોઇએ છે? આપ મહેરબાની કરી શેઠને એક કાગળ પર નામ ઉતારી આપશો તો હું કાલે આપના મકાન પર પહોંચતી કરીશ. આપનાં બાલબચ્ચાં તો સારી પેઠે છે ને?"

---

* ગુજરાતમાં ગાંધીજીના સત્યાગ્રહાશ્રમ જેવી લાખો પૈકી કોઈ કોઇ સંસ્થા હોય એજ માફ.

